ભારત સ્વાભિમાન યાત્રા પ્રસંગે અમદાવાદ ગુરુકુલની મુલાકાતે પધારેલા યોગગુરુ બાબા રામદેવજી મહારાજ.

પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજની ૨૬મી પૂણ્યતિથિ પ્રસંગે અખંડ ધૂન તથા ગુરુદેવનું પૂજન કરતા સદ્‌ગુરુ સંતો

નૂતન ક્રિકેટ પેવેલીયનનું ખાતમૂહુર્ત કરતા સદ્‌ગુરુ સંતો, SGVP

શિક્ષાપત્રી વકતૃત્વ સ્પર્ધામાં વિજેતા વિદ્યાર્થીઓને પ્રોત્સાહિત કરતા સંતો.

1-2 Yog Guru Baba Ramdevji Maharaj is visiting Gurukul Ahmedabad during his '*Bharat Swabhiman Yatra*'. 3-4 Incessant *Dhoon* and Sadguru Saints performing the Poojan of Pujya Gurudev, on the occasion of 26th *Punya-Tithi* of Pujya Gurudev Shastriji Maharaj. 5 Sadguru saints laying foundation stone for new cricket pavilion, SGVP. 6. Saints encouraging the winners of Shikshapatri Elocution Competition.

-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુદેવ
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

ગુરુકુલ દર્શન

વર્ષ-૬, ફેબ્રુઆરી-૨૦૧૪, અંક-૨

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી

: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

| | |
|---|---|
| પ્રકાશક | : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી |
| તંત્રી | : પાર્ષદ શ્રી શામજી ભગત |
| સંપાદક | : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી |
| કલા સંયોજન | : હરિકૃષ્ણ ગ્રાફિક્સ, ગોવિંદ બાંટવા |
| વ્યવસ્થાપન | : જગજીવનભાઈ પટેલ |
| તસ્વીર | : જી. વિઝન |
| મુદ્રક | : સૂર્યા ઓફસેટ |

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

લવાજમ અંગે પત્રવ્યવહાર

'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ
ગુરુકુલ રોડ, મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail : darshan@sgvp.org

 SwaminarayanGurukul

GurukulParivar

# મતવાલા તણી રીત...

મતવાલા તણી રીત મહાવિકટ છે,
પ્રેમરસ પીવે તે જન જાણે;
મૂંડા તે શું જાણે મજીઠના પાડને,
ભીખતાં જન્મનો અંત આણે...મતવાલા તણી
વર્ણ આશ્રમ તણી આડ મહા વિકટ છે,
તે કેમ પાધરી વાત પ્રીછે;
શીશ અરપ્યા વિના શ્યામ રીઝે નહીં,
શીશ અર્પે જે કોઈ શરણ ઈચ્છે...મતવાલા તણી
બાગ બગીચે પ્રેમ નવ નિપજે,
દામ ખરચ્યે નવ પ્રેમ પામે;
મસ્તક ઘડામાં જે જન મેલશે,
તે ઘટે પ્રેમપ્રવાહ આમે...મતવાલા તણી
સુરનર મુનિ તણી ચાંચ ખૂંચે નહીં,
ચૌદ લોકમાં એ અગમ સહુને;
મુક્તાનંદ એ અગમ રસ અતિ ઘણો,
સદ્‌ગુરૂ મોજથી સુગમ બહુને...મતવાલા તણી

**- સદ્‌ગુરુ મુક્તાનંદ સ્વામી**

# કહત હૈ સંત સુજાન

## પ. પૂ. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીની અમૃતવાણી

આ સભામાં શિક્ષાપત્રી વંચાય છે, એમાં સૌથી પહેલા મંગલાચરણ આવ્યું. મહારાજ આ જગતમાં મનુષ્ય જેવા થઈને પધાર્યા છે તેથી મનુષ્ય જેવી જ ક્રિયા કરે છે. ભગવાન પોતે પોતાનું ભગવાનપણું દેખાવા દેતા નથી. આપણને તો જરાક માન-પાન કે સંપત્તિ મળે ત્યાં તો આપણી ચાલ બદલી જાય. આપણે મોટાઈ પચાવી શકતા નથી. ભગવાનને મન પોતાની કોઈ મોટાઈ નથી તેથી મનુષ્ય થયા તો મનુષ્યની જેમ જ વર્ત્યા. અવતાર લીલામાં તમે જુઓ, નરસિંહ થયા તો હોંકારા કર્યા, મત્સ્યાવતારમાં જળમાં જ વિહાર કર્યો, એ રીતે બધા અવતારોમાં તેવી લીલાઓ કરી, એમ અહીં એક સાધુ તરીકે પોતે શ્રીજી મહારાજ અવતર્યા છે અને એક સંપ્રદાયના આચાર્ય તરીકે શિક્ષાપત્રી લખે છે, એટલે શાસ્ત્રીય રીતે મંગલાચરણ કરે છે.

વામે યસ્ય સ્થિતા રાધા - મંગલાચરણમાં પ્રથમ નામ 'રાધા'નું છે. 'રાધા' એટલે શું ? એના અનેક અર્થ-વિસ્તાર અઢારેય પુરાણમાં જોવા મળે છે. જે ભક્તના સંકલ્પો પુરા કરે છે એનું નામ 'રાધા' છે. રાધા ભગવાનની સેવિકા છે. જે સેવક હોય એ હંમેશા પોતાના સ્વામીના ડાબા પડખે જ હોય તેથી અહીં શિક્ષાપત્રીનું પ્રથમ પદ 'વામે' આવ્યું છે.

### વામે યસ્ય સ્થિતા રાધા
### (ડાબે જેને રહ્યા રાધા)

ભગવાન શ્રીકૃષ્ણચંદ્રની અખંડ સેવામાં રાધિકાજી સદાય રહ્યા છે. રાધા એ કોઈ જગતની સ્ત્રી જેવી સ્ત્રી નથી. આપણી દૃષ્ટિ ભૌતિક છે, આ આંખો જગત જોવા ટેવાયેલી છે, એટલે એને રાધિકાજીમાં સેવાનો ભાવ કે સેવકનો ભાવ કે પ્રેમભાવ દેખાતો નથી અને સ્ત્રીરૂપ દેખાય છે, આ આપણી મર્યાદા છે.

શાસ્ત્રો કહે છે ''જ્યાં રાધા શબ્દનો ઉચ્ચાર પૂરો ન થાય અને 'રા' બોલાય એટલામાં જ બોલનારાના અનેક જન્મના પાપ નાશ પામી જાય. 'રાધા' બોલાય ત્યાં તો જન્મ, મૃત્યુ અને ગર્ભવાસના બંધનથી મુક્ત થાય. જેટલું બોલવાનું ફળ એટલો જ સાંભળવાનો પણ મહિમા. માટે રાધાજી ભક્તોના ભાવ પૂર્ણ કરવા સદાય ભગવાનની સાથે રહે છે.''

સેવકનો ધર્મ એની આંખોમાં દેખાય જાય. ભગવાનની મરજી રાધાજી જાણી જાય. જે સેવકને કામ ચીંધવું પડે તે સેવક નથી, એ તો મજુર કહેવાય. બળદ પણ કામ કરે છે. જેને ટોકવો પડે, જેને વારંવાર રોકવો પડે તેને સેવક ન કહેવાય. સેવક તો અનુવૃત્તિમાં ઓળખાય. અનુવૃત્તિ એટલે મનના ભાવ પામી જવા. પોતાના માલિકના મૌન ભાવોને પારખી જાય કે અત્યારે એના મનમાં શું ઈચ્છા છે અને કહ્યા વિના, ચીંધ્યા વિના જે સેવાકાર્ય પાર પાડે એ સેવક. રાધાજી આવા સેવક છે. ભગવાનની રુચિ જાણે ત્યાં તરત રાધાજી તૈયાર. આ સેવકધર્મ રાધાજીમાં સદાય રહ્યો છે. તેથી રાધાજી ભગવાનને ખૂબ જ વહાલા છે. એટલે અહીં મંગલાચરણમાં ભગવાનને યાદ કરતા પહેલાં રાધાજીને શ્રીજી મહારાજે યાદ કર્યાં છે.

આપણે પણ દરરોજ શિક્ષાપત્રી વાંચી જઈએ, પણ આવા ભાવ સાથે વાંચીએ તો એ ભક્તિભાવ પ્રગટે. રાધા જેવો સેવકભાવ પ્રગટાવવા માટે શિક્ષાપત્રીનું માત્ર વાંચન જ નહીં પણ શિક્ષાપત્રીનું ઉપાસન પણ કરવું જોઈએ. શ્રીજી મહારાજની આજ્ઞાનું નિરંતર અનુસંધાન રાખીએ એ શિક્ષાપત્રીનું ઉપાસન થયું કહેવાય.

શ્રીજી મહારાજ અહીં ધ્યાનરુપ મંગલાચરણ કરે છે ત્યારે રાધિકાજી પછી તરત શ્રી અર્થાત્ લક્ષ્મીજીને યાદ કરે છે. જેને ભગવાને પોતાના હૃદયમાં સ્થાન આપ્યું છે એવા લક્ષ્મીજીને યાદ કરે છે.

જેને ભગવાને પોતાના હૃદયમાં સ્થાન આપ્યું છે એવા લક્ષ્મીજી જ્યારે સમુદ્ર મંથનમાં પ્રગટ થયા ત્યારે સર્વગુણ સમ્પન્ન, સર્વશ્રેષ્ઠ એવા નારાયણ ને જ વર્યા. ભગવાનમાં જેવો માલ છે એવો માલ કોઈ વસ્તુમાં નથી માટે વરવા જેવા તો એક નારાયણ જ છે, એવું ધારી-વિચારીને લક્ષ્મીજીએ ભગવાનને પસંદ કર્યા. આપણે ભગવાન નથી જોઈતા, આપણે ભગવાન પાસેથી લક્ષ્મીજી જોઈએ છે અને ભગવાન ભજીએ છીએ સંપત્તિ માટે. જ્યારે લક્ષ્મીજીને સ્વયં ભગવાન જોઈએ છે.

લક્ષ્મીજીએ ભગવાનને મેળવવા માટે અનંત વર્ષો સુધી તપ કર્યું છે, તપથી ભગવાનને રાજી કર્યા છે. ભગવાન જેવા તેવાને મળતા નથી. જે તપ કરે, જે પોતાના સ્વભાવ છોડે એને જ ભગવાન મળે છે.

લક્ષ્મીજીનું બીજું નામ ચંચલા છે. ચંચળતા એનો સ્વભાવ છે. લક્ષ્મીજી ક્યાંય સ્થિર થઈને રહેતા નથી. સદાય ફરતા રહે છે. સ્વભાવ એને કહેવાય જે કદી છૂટે નહીં. આપણે સેવા કરીએ. જો સ્વભાવ જરાક મરડાય તો સેવા, ભજન, દાન, ધર્મ બધું જ એક બાજુ રહી જાય અને સ્વભાવ જ આગળ આવી જાય. સ્વભાવ કોઈથી મૂકાય નહીં. જો સ્વભાવ મૂકવાની

લક્ષ્મીજી પોતાનો ચંચળ સ્વભાવ છોડીને ભગવાન પાસે સ્થિર થઈને રહે છે. ભગવાને ભલે એમને પોતાના હૃદયમાં સ્થાન આપ્યું પરંતુ લક્ષ્મીજી તો સદાય ભગવાનની ચરણસેવામાં જ રહે છે.

લક્ષ્મીજીને હજારો લોકો પ્રાર્થના કરે છે, પણ ત્યાં રહેતા નથી. એ તો માત્ર ભગવાનની ચરણસેવિકા થઈને જ સ્થિર રહે છે. લક્ષ્મીજી જેવો સેવકભાવ અને સ્વભાવ છોડવાની તૈયારી હોય તો ભગવાન આપણા હૃદયમાં સદાય વિહાર કરે છે.

અનાદિ શ્રીકૃષ્ણ નારાયણ છે, જેને શાસ્ત્રો પુરુષોત્તમ નારાયણ કહે છે, એ જ પરમાત્મા રાધા અને લક્ષ્મીજીએ યુક્ત સદાય વૃન્દાવનમાં વિહાર કરે છે. વૃંદાવન એટલે ભક્તજનોનો હૃદય વિસ્તાર. ભક્તજનોનું ભાવનું દિવ્યધામ. આવા વૃંદાવનમાં ભગવાન સદાય રમે છે. ભક્તજનોના મનોરથ પૂરા કરે છે, એનું પોતાના હૃદયમાં ધ્યાનરુપ મંગલાચરણ કરીને શ્રીજી મહારાજ આ સર્વજીવ હિતાવહ શિક્ષાપત્રીનો આરંભ કરે છે.

શિક્ષાપત્રીના મંગચાલરણનો મહિમા જ કાંઈક જૂદો છે. સ્વયં પરમાત્મા છે, પુરુષોત્તમ છે, તેઓ લૌકિક કે શાસ્ત્રીય વિવેક જરાય ચૂકતા નથી. જો પોતાનું જ સ્વરૂપ સંભારીને મંગલાચરણ કર્યું હોત તો આપણને આશ્રિત તરીકે વધારે ગમે પણ શાસ્ત્ર પરંપરાની જાળવણી ન થઈ હોત તેથી પોતાના ઈષ્ટદેવ એવા શ્રીકૃષ્ણનારાયણનુ ધ્યાનરૂપ મંગલાચરણ શ્રીજી મહારાજે કરેલું છે. (પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીની હસ્તલિખિત નોંધપોથી (તા. ૨૭/૧૨/૧૯૯૯)માંથી આ પ્રવચન સંપાદિત કરેલ છે.)

# શિક્ષાપત્રી મંગલમ્

- પાર્ષદ શામજી ભગત

સંવત્ ૧૮૮૨ની મહાસુદી પંચમી એટલે માનવ વિશ્વ માટેની વસંત ખીલી. સૃષ્ટિના આરંભથી આજ દિવસ સુધી અનેક વસંત પંચમી આવી અને જતી રહી, ફૂલડા ખીલ્યા અને ખરી ગયા, પરંતુ આજની વસંત એવી ખીલી કે ૨૧૨ પુષ્પરુપે સદાય મઘમઘતી રહેવાની.

સહજાનંદ સ્વામીએ નાનકડા વડતાલ ગામમાં બેસીને આ વસંતરૂપી શિક્ષાપત્રી લખી અને સમસ્ત જગતના શાશ્વત મંગલની કામના કરી. અનેકાનેક સદ્‌ગ્રંથોમાં વણાયેલા અનંત વિચારો અને સિદ્ધાંતોને સાધારણ માનવીના દૈનિક આચારમાં ઉતારવા માટે શ્રી સ્વામિનારાયણ ભગવાને મંગલાચરણ કર્યું.

સર્વજીવ હિતાવહ એ જ મંગલાચરણ. પોતાના અંતરના રૂડા આશીર્વાદ શ્રીમન્નારાયણની સ્મૃતિએ સહિત સૌને આપ્યા અને માનવ મંગલનો વિસ્તાર કર્યો. સહજાનંદ સ્વામીની આ વ્યાપક-વિશાળ ઉદારભાવનાને સમગ્ર માનવજાતે વંદના કરવી રહી.

શિક્ષાપત્રીને કવિવર ત્રિભુવનભાઈ વ્યાસે સુખદા કહી છે, સાથોસાથ શ્રેયસ્કર પણ કહી છે. અર્થાત્ આ શિક્ષાપત્રીરૂપી વસંત જેના જીવનમાં ખીલે તેને સુખ અવશ્ય થાય જ. એના બધા દુઃખ દૂર થાય. પહેલું સુખ શરીરનું. મનનું, કુટુંબ પરિવારનું, વ્યવહારનું અને આ ભૌતિક જગતનું.

શ્રીજી મહારાજનો આશ્રિત સદાય સુખીયો હોય. એનો વ્યવહાર ખૂબ સારો હોય. એ પોતે સ્વસ્થ હોય, એના પરિવારમાં સુખ-શાંતિ અને આનંદનો ઉત્સાહ હોય. કારણ કે એણે પોતાના જીવનમાં શિક્ષાપત્રીને મુખ્ય સ્થાન આપેલું છે.

સમશ્લોકી શિક્ષાપત્રીની પૂર્વભૂમિકામાં ન્હાનાલાલ દલપતરામ કવિશ્રી લખે છે,

'સહજાનંદ સ્વામીએ આ સંસાર પર નિર્મળી છાંટી. શિક્ષાપત્રીને સંસાર નિર્મળી કહી છે' અર્થાત્ સંસારમાં જે મેલ છે, કચરો છે, ગંદકી છે એ આ શિક્ષાપત્રીરૂપી નિર્મળી અર્થાત્ ફટકડીના છંટકાવથી દૂર થઈ જાય છે. સંસાર છોડવાની જરૂર નથી અને સંસાર છૂટતો પણ નથી. હા, તમે આ નિર્મળીના સંગાથે સંસારમાં પણ નિર્મળ-જળકમળવત્ રહી શકો છો.

સહજાનંદ સ્વામીની આ આચારસંહિતા છે. માનવ તરીકે કેવી રીતે જીવવું? એક ઉત્તમ મનુષ્યનો દૈનિક કાર્યક્રમ કેવો હોય? માનવીય જીવનમાં વિચાર, વાણી અને વર્તન કેવાં હોય? એનો અનેકવિધ ઉપચાર શિક્ષાપત્રી ખૂબ જ સંક્ષેપમાં સમજાવે છે.

આધુનિક માનવ સામે અનેક પ્રશ્નો છે, અનેક પડકારો છે તેથી એ સંશયાત્મા બન્યો છે. એ પોતે સુખને શોધી રહ્યો છે અને જ્યાંથી સુખ મળી શકે છે એમાં સંશય કરે છે. આ જ તો મોટી વિડંબના છે. પોતાના જ વિનાશ પ્રત્યે ઉત્સુક સંશયાત્માને ગીતાજીએ કહ્યું, विनश्यति । ત્યારે શિક્ષાપત્રીએ એને શાંત કર્યો.

મેલ્ય મન તાણ્ય ગ્રહી વચન ગુરુદેવનું
રાખ હરિરૂપમાં મન તારું.

હે વિશ્વમાનવ ! તું દોડી દોડીને થાકી ગયો છે, જરા થોભી જા, શાંત થા, તારી જાતને સંભાળ.

સ્વામિનારાયણ સંપ્રદાય એ સંકુચિત સંપ્રદાય કે વાડો નથી. સનાતન વૈદિક ધર્મ પરંપરાની વિશાળ ભાવનાથી ભરેલો માનવધર્મ છે અને તેની આધારશિલા આ શિક્ષાપત્રી છે.

જ્યારે શિક્ષાપત્રીનું લેખન સહજાનંદ

સ્વામીએ સ્વહસ્તે કર્યું ત્યારે લાખો અનુયાયીઓના ઈષ્ટદેવ, આરાધ્ય અને ઉપાસ્ય ભગવાન તરીકે સહજાનંદ સ્વામી સૌના અંતરમાં બિરાજી ચૂક્યા હતા તો પણ શિક્ષાપત્રી લેખન સમયે તેઓએ આપણી વૈદિક અને શાસ્ત્રીય પરંપરાના જતન માટે એક ગુરુ અથવા સંપ્રદાયના આચાર્ય તરીકે જ શિક્ષાપત્રીમાં પોતાને પ્રસ્તુત કર્યા.

ઉદ્ધવ સંપ્રદાયના આચાર્ય તરીકે પોતાના ઈષ્ટદેવ શ્રીકૃષ્ણ ભગવાનનું શ્રી રાધિકાજી અને શ્રી લક્ષ્મીજી સહિત ધ્યાનરૂપ મંગલાચરણ કરીને જ શિક્ષાપત્રી લેખનનો પ્રારંભ કર્યો. આ પ્રથમ મંગલાચરણના શ્લોક વિષે ઘણાના અંતરમાં સંદેહ થયો છે કે સ્વામિનારાયણ ભગવાન પોતે સર્વોપરી ભગવાન હોવા છતાં શ્રીકૃષ્ણનું ધ્યાન કેમ કરે છે? આવી શંકા શ્રીજી આશ્રિતની સંકુચિત મનોવૃત્તિનું જ પ્રદર્શન કરે છે.

આપણી વૈદિક પરંપરામાં, પૌરાણિક પરંપરામાં અને દર્શનશાસ્ત્રીય પરંપરામાં સૌનો સ્વીકાર છે, સૌને સમાદર છે. કોઈનો નિષેધ કે કોઈના પ્રત્યે અનાદરનો ભાવ નથી. એનું જ અનુસરણ કરનાર આચાર્ય તરીકે શ્રી સહજાનંદ સ્વામી પોતે સ્વયં પરમાત્મા હોવા છતાં અહીં પરમાત્મા શ્રીકૃષ્ણનારાયણનું ધ્યાનરૂપ મંગલાચરણ કરે છે.

જો આપણે સ્વામિનારાયણ ભગવાનના સાચા આશ્રિત હોઈએ તો શ્રીકૃષ્ણનારાયણ પ્રત્યે આપણામાં ભેદબુદ્ધિ સંભવે નહિં. આપણી દૃષ્ટિ સ્થૂળ અને અજ્ઞાનથી ભરેલી છે તેથી આપણી સત્સંગની સમજણ પણ સર્વોપરિ અજ્ઞાનથી ભરેલી છે.

એક નિખાલસ હૃદયના હરિભક્તે રમૂજમાં વાત કરી કે 'મને શિક્ષાપત્રી નડે છે.'

જિજ્ઞાસુ અનુયાયીને આશ્ચર્ય થયું અને પૂછ્યું, 'અરે! શિક્ષાપત્રી તો આપણા કલ્યાણ માટે છે, એ કેવી રીતે નડી શકે? તમને ક્યાં અને કેવી રીતે શિક્ષાપત્રી નડે છે?'

ભક્તરાજ ઉવાચ ! ''અરે બજારમાં જઈએ તો કેટલીય વસ્તુઓ દેખાય. લારીમાં ભજીયા, દુકાનમાં ઠંડા પીણા, આઈસ્ક્રીમ, અનેક પ્રકારના ચિત્ર વિચિત્ર કપડાં, માણસો આ બધું જ દેખાય. મારું મન લલચાય કે ચાલો ને રાયપુરના ભજીયાનો ટેસ્ટ મારી લઉં! ત્યાં શિક્ષાપત્રી સાંભરે, અરે ! શિક્ષાપત્રીમાં તો બજારુ ચીજવસ્તુ ખાવાની ના પાડી છે. ડુંગળી-લસણથી મઘમઘતા ભજીયા ખવાય તો શિક્ષાપત્રીમાં બિરાજતા મહારાજ કુરાજી થાય. બહારનું પાણી પણ કેમ પીવું? એ ગાળેલું ન હોય, આઈસ્ક્રીમમાં ક્યાંક અશુદ્ધિ હોય તો? આમ મને અનેક વિચારો આવી જાય અને શિક્ષાપત્રીને લીધે હું કાંઈ ખાઈ-પી શકતો નથી. એ રીતે મને શિક્ષાપત્રી નડ્યા જ કરે છે.''

આ ભક્તરાજને તો માત્ર બજારમાં જ શિક્ષાપત્રી નડે છે અને આ એની રમૂજભરેલી નિખાલસ રજૂઆત છે, પરંતુ ગુરુવાદી, સંસ્થાનવાદી અને સર્વોપરિવાદી કેટલાય કહેવાતા આશ્રિતોને ડગલે ને પગલે શિક્ષાપત્રી ખૂબ જ નડે છે.

ઘણાને પ્રારંભિક શ્લોકો જ એટલા નડે છે કે તેઓએ 'શિક્ષાસૂત્ર', 'શિક્ષાપત્રીના મોતી' વગેરે નામે નડતા શ્લોકોની અવગણના કરીને નવી નવી શિક્ષાવલ્લીઓ પ્રકાશિત કરવી પડી છે. જાણે કે સહજાનંદ સ્વામીએ શિક્ષાપત્રીમાં શ્રીકૃષ્ણ ભગવાન અને તેમના વિવિધ અવતારોની પ્રતિષ્ઠા કરીને રૂઢિચુસ્ત માન્યતા ધરાવતા લોકોને લપડાક મારી હોય એમ આજે સંપ્રદાયમાં શિક્ષાપત્રીના સિદ્ધાંતોનું અવમૂલ્યન કરવામાં આવી રહ્યું છે.

શિક્ષાપત્રી મુખ્યત્વે આચરણની વાત કરે છે. એમાં પણ સદાચાર એ જ ધર્મ કહીને સહજાનંદ સ્વામીએ ધર્મને વ્યાપક અર્થમાં સમૃદ્ધ બનાવ્યો છે. આ સદાચારનો પાયો સત્શાસ્ત્રોમાં રહેલો છે અને શુભ વિચારમાંથી જ સદાચાર સંભવે છે તેથી

ભારતીય સંસ્કૃતિના સનાતન મૂલ્યો સમાન સમાન અહિંસા, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ અને સત્યની પુનઃ પ્રતિષ્ઠા સામાન્ય જનજીવનમાં થાય તે રીતે શિક્ષાપત્રી સદાચારનો સુગમ પ્રબોધ આપે છે.

એક વ્યક્તિના જીવનમાં પણ જો સદાચાર સ્થાપી શકાય તો ધીમે ધીમે મોટા સમાજને એની અસર અવશ્ય થવાની. આ વિચાર મુજબ સ્વામિનારાયણ ભગવાનના આશ્રિત હોય એવા સંતો, સત્સંગીઓ પોતાના જીવનમાં સદાચારના દીવડા પ્રગટાવીને અન્યને પણ પ્રેરણા આપતા રહે છે.

શિક્ષાપત્રી એ મનુષ્ય માટેની આચારસંહિતા છે અને વચનામૃત એ માનવમાત્ર માટેની વિચારસંહિતા છે. આચાર અને વિચાર વચ્ચેનું અંતર જેટલું ઓછું થાય એટલો માનવ મહાન બને છે અને મહાન કાર્યો કરવા માટે યોગ્યતા પામે છે. વિચારશક્તિ અથવા સમજશક્તિ એ પરમાત્મા તરફથી માનવીને મળેલી અમૂલ્ય ભેટ છે. માનવીના વિચારો જ નવસર્જનના મહાન સ્રોત છે. આ મહાન વિચારોનું ઉદ્‌ભવસ્થાન મનુષ્યનો આચાર છે, વર્તન છે.

**આચારઃ પ્રથમો ધર્મઃ** - ધર્મનું તત્ત્વ તો ખૂબ જ ગૂઢ અથવા ગહન છે, પરંતુ સામાન્ય માનવી માટે શુદ્ધ આચાર એ જ પ્રથમ ધર્મની સમજ છે. મહામાનવો ઉત્તમ વિચારોને સ્વજીવનમાં મૂર્તિમંત કરીને સમગ્ર જગતને ઉત્તમ ધર્મની, ઉત્તમ માનવજીવનની પ્રેરણા આપે છે. તેથી સર્વ માનવજાત માટે સદાચાર એ જ પરમ ધર્મ છે.

**ધર્મો જ્ઞેયઃ સદાચારઃ** । આ ટૂંકી છતાં સમગ્રતાથી ભરેલી ધર્મની વ્યાખ્યા આપીને શ્રી સહજાનંદ સ્વામીએ સમસ્ત માનવજાતને ધર્મના નામે ચાલતા ઝઘડામાંથી મુક્ત કરી દીધી છે.

મારો ધર્મ, તારો ધર્મ અને તેના ધર્મના વિવાદ છોડો અને માત્ર પોતાના જીવનમાં સદાચાર અપનાવો. જ્યાં જ્યાં સદાચરણ દેખાય તેને આદર આપો અને તેની પાસેથી પણ શીખો. આધુનિક માનવીના જીવનમાં જ્ઞાન-વિજ્ઞાનનો વિસ્ફોટ થયો છે અને સદાચારની ભૂમિમાં આ વિસ્ફોટથી મોટા મોટા ગાબડા પડ્યા છે. શિક્ષણ દ્વારા મળેલી ભૌતિક સફળતાએ માનવીને પાગલ બનાવી દીધો છે અને ઝેરના પારખા કરવા તત્પર બન્યો છે. એટલે શિક્ષાપત્રીમાં પ્રારંભથી જ માનવીય આચારની શુદ્ધિ પર ખૂબ જ આગ્રહ સેવવામાં આવ્યો છે.

અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અચૌર્ય અને અપરિગ્રહની સનાતન મૂલ્યનિષ્ઠાને સામાન્ય સંદેશમાં રજૂ કરીને શિક્ષાપત્રી માત્ર સ્વામિનારાયણ સંપ્રદાયના અનુયાયીઓને જ નહીં પરંતુ સમગ્ર માનવજાતને સનાતન ધર્મ પરંપરાનો શાશ્વત સુખનો સંદેશ આપે છે. વિશ્વના તમામ ધર્મોમાં આ સનાતન મૂલ્યોની ઉપેક્ષા કોઈ કરી શકે તેમ નથી છતાં પણ પ્રત્યેક માનવી આ મૂલ્યોને આચારમાં લાવવા ઊણો ઉતરે છે તેથી જ ધર્મ, સંપ્રદાય, સંતો, આચાર્યો અને મહાપુરુષો માનવીના દૈનિક આચારમાં આ મૂલ્યોને પ્રસ્થાપિત કરવા માટે નાના મોટા પ્રયત્નો કરે છે.

શિક્ષાપત્રી આ સંદર્ભમાં આવો જ નાનકડો પ્રયત્ન છે. સત્યપાલનમાં સૌનું હિત જળવાયું છે. અહિંસા એ જ મુખ્ય ધર્મ છે, બ્રહ્મચર્યથી આ સૃષ્ટિનું સંતુલન જળવાય છે અને અપરિગ્રહના અનુષ્ઠાનથી વ્યક્તિ અને સમાજ વચ્ચે પ્રેમ પ્રગટી રહે છે.

શિક્ષાપત્રી અહિંસા ધર્મના આગ્રહ સાથે પ્રારંભ કરે છે અને સત્યની પ્રતિષ્ઠામાં સૌનું હિત જાળવવાનો આગ્રહ સેવે છે. વિશ્વના વિલાસના વાસંતી વાયરામાં, કહો કે વાવાઝોડામાં શિક્ષાપત્રી માનવજીવન માટે શ્રદ્ધા, વિશ્વાસ અને શાંતિનું આધારરૂપ આશ્વાસન બની રહે છે.

# આધુનિક જીવનમાં શિક્ષાપત્રી

- વેકરીયા દિવ્યેશ એમ.
(સ્વા. ગુરુકુલ, મેમનગર)
પ્રથમ ક્રમાંક

શિક્ષાપત્રી પ્રાગટ્ય દિને SGVP ખાતે આયોજીત આધુનિક જીવનમાં શિક્ષાપત્રી વિષય આધારિત શિક્ષાપત્રી વકતૃત્ત્વ સ્પર્ધામાં પ્રથમ, દ્વિતીય અને તૃદતીય ક્રમાંક પ્રાપ્ત કરનાર સ્પર્ધકોનાં પ્રવચનોને અત્રે ગુરુકુલ દર્શનમાં સાભાર પ્રકાશિત કરીએ છીએ.

---

પૃથ્વી તણો કાગળ કરું,
કરું કલમ વનરાય,
સાત સાગરની શાહી કરું,
શિક્ષાપત્રી મહિમા લખ્યો ન જાય.

મારી વાણી એ જ મારું સ્વરૂપ છે તે એલાન કરીને ભગવાન શ્રી સ્વામિનારાયણે વડતાલમાં સંવત્ ૧૮૮૨ના મહાસુદ પંચમીના રોજ શિક્ષાપત્રીની રચના કરી.

એ પરમાત્માનું શ્રેષ્ઠ સર્જન એટલે નરી આંખે જોઇ શકાય તેવું બ્રહ્માંડ. ઈશ્વરે આ બ્રહ્માંડને સૌ પ્રથમ સમયના બંધનથી બાંધ્યું અને એ બંધન એટલે ત્રણ કાળ - વર્તમાનકાળ, ભૂતકાળ અને ભવિષ્યકાળ. જ્યારથી આ પૃથ્વીની રચના થઈ ત્યારથી લઈને અનેકવિધ ફેરફારો સાથે નવી નવી શોધો થઈ. આ શોધોને કારણે મનુષ્યનું જીવન દિવસે ને દિવસે સુસગડવતાભર્યું અને અનુકૂળ થવા લાગ્યું. મનુષ્ય પશુજીવનમાંથી મનુષ્યજીવનશૈલીમાં જીવવા લાગ્યો અને આ જ ઉત્તમ વર્તમાન જીવનશૈલી એટલે આધુનિક જીવન.

આધુનિક જીવનમાં શિક્ષાપત્રી સુદર્શનચક્ર સમાન છે.

અરે આ આધુનિક જીવનમાં શિક્ષાપત્રી સર્વે સત્શાસ્ત્રોના દોહનરૂપ કલ્યાણની સીડી છે, જેનો ઉપલો છેડો આધ્યાત્મિક શ્રેણીની સર્વોચ્ચ ભૂમિકાને લાગેલો છે. આ બન્ને છેડા વચ્ચે આધુનિક જીવનના આદર્શને લક્ષમાં રાખીને વ્યવહારુ રીતે ચડી શકાય તેવા સરળ પણ દૃઢ પગથિયાં ગોઠવાયેલાં છે. આથી જ કહેવાય છે ને, નદીઓ ઘણી છે પણ ગંગા તુલ્ય કોઇ નથી.

પર્વતો ઘણા છે પણ હિમાલય તુલ્ય કોઇ નથી,
વૃક્ષો ઘણા છે પણ તુલસી તુલ્ય કોઇ નથી.
શાસ્ત્રો ઘણા છે પણ શિક્ષાપત્રી તુલ્ય કોઇ નથી.

આ જગતમાં ઘણા આચાર્યો, રાજાઓ, ગૃહીઓ કે ત્યાગીઓ રહે છે પણ તે બધાને આ આધુનિક જમાનાની પરિસ્થિતિમાં કઇ રીતે જીવન જીવવું તેવો નિર્દેશ કરતું શાસ્ત્ર એટલે શિક્ષાપત્રી.

આથી જ ભગવાન શ્રીકૃષ્ણ શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહે છે કે,

अपिचेत्सुदुराचारो, भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग् व्यवसितो हि सः ।
( श्रीमद्भगवद्गीता - ९/३० )

જો કોઇ દુરાચારી હોય, પણ અનન્યભાવે મારો ભક્ત બનીને મને જ ભજે તો એ સાધુ માનવા યોગ્ય છે. કેમ કે એ ખરો નિશ્ચય કરનારો છે. એટલે કે એણે દૃઢતાથી નિશ્ચય કરી લીધો છે કે પરમેશ્વરના ભજન જેવું બીજું કશુંય નથી અને તે નિશ્ચય કરાવતો આ આધુનિક જમાનામાં કોઇ રાજમાર્ગ હોય તો તે છે શિક્ષાપત્રી.

ઘણા મનુષ્યોને પ્રશ્ન થાય કે શિક્ષાપત્રીનું પાલન મનુષ્યને શું કરી શકે? તો સૂતેલાને બેઠો કરે, બેઠેલાને ઊભો કરે, ઉભેલાને ચાલતો કરે, ચાલતાને દોડતો કરે અને ભગવાન સુધી

પહોંચાડવામાં સક્ષમ બનાવે.

મનુષ્યનું જીવન જોઈએ તો બે વિભાગમાં વહેંચાયેલું છે (૧) ગુણ અને (૨) દોષ. કહેતાં ગુણ એટલે ધર્મ, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, દયા, કરુણા, પ્રેમભાવ આદિ. કહેતા દોષ એટલે કામ, ક્રોધ, મોહ, લોભ, માયા, ઈર્ષા વગેરે.

મનુષ્ય જ્યારે ગુણનો સંગ કરે છે ત્યારે તેને સુખ અને શાંતિ મળે છે. જ્યારે દોષનો સંગ કરે છે ત્યારે તેને દુઃખ અને અશાંતિ મળે છે.

પણ મિત્રો જો આપણે ગુણનો સંગ કરવો હોય અને દોષના સંગથી બચવું હોય તો તેના માટે ઉત્તમ શાસ્ત્ર એટલે શિક્ષાપત્રી. મહા ગઝલકાર આદિલ મન્સુરીના શબ્દોમાં કહીએ તો,

જે નથી જડતું તે ખોવાતું નથી,
હસવું આવે છે કે રોવાતું નથી.
મોટા મોટા પાપ ધોવાય ગયાં,
નાનું અમથું પાપ ધોવાતું નથી.
આમ તો દરિયો પણ રણ થઈ જાય,
એક આંસુ છે કે લ્હોવાતું નથી.
એ નજર સામે જ છે શિક્ષાપત્રી,
છતાં તેની સામે કેમ જોવાતું નથી.

આપણે કેટલાક ઉદાહરણો જોઈએ. આજના આ જમાનામાં જે શિક્ષાપત્રી પ્રમાણે વર્તે છે તે લોકો કોઈ દિવસ દુઃખી થતા નથી, બીજી બાજુ જે શિક્ષાપત્રી પ્રમાણે નથી વર્તતા તે આજે કેટલા દુઃખી છે.

જે પૈસાવાળા નથી, ગરીબ છે તે પણ શિક્ષાપત્રીને અનુસરે છે આથી તે ખુશ છે, જે પૈસાવાળા હોવા છતાં શિક્ષાપત્રીનું ઉલ્લંઘન કરે છે તે આજે સુખી હોવા છતાં અંદરથી દુઃખી રહેતા હોય છે.

આપણે જોઈએ તો આજનું આ આધુનિક વાતાવરણ ખૂબ જ ઝડપથી આગળ દોડી રહ્યું છે ત્યારે માણસ આજે આ ઝંઝાવાતમાં પોતાની દિશા અને દશા ખોઈ બેઠો છે. માત્ર સ્વાર્થવૃત્તિ, લાલચ અને મહત્વાકાંક્ષાની જેમ સમુદ્રના તોફાનમાં ભૂલા પડેલા વહાણને દિવાદાંડી દિશા આપી કિનારે પહોંચાડે છે તેમ શિક્ષાપત્રીની આજ્ઞાઓ મનુષ્યને સાચો રાહ ચીંધી પોતાના ધ્યેય સુધી પહોંચાડે છે.

આથી આધુનિક જીવનમાં જો સાવધાનપણે તેના અદર્શો આચરણમાં વણાઈ જાય તો જન્મ-મરણના ફેરા મટી જાય અને ધન્ય બની જવાય.

તેમજ આધુનિક જીવનમાં એક શિક્ષાપત્રીનું દાન કરવાથી એક ગોદાન જેટલું ફળ મળે છે.

આપણા સ્વામી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામી કહે છે કે પોલીસના ટેબલ ઉપર, કર્મચારીઓની ઓફિસમાં અને નેતાઓના ખિસ્સામાં જો બેઈમાની અને ભ્રષ્ટાચારની જગ્યાએ શિક્ષાપત્રી હોય તો ભારત દેશમાં કોઈ નિયમોની જરુર પડે નહિં અને આજનો ભારતનો માનવી જેને બે ટંક ખાવાના પણ ફાફા છે તે પણ ન રહે.

આથી જ અંગ્રેજીમાં કહેવાય છે ને કે,

**When you loose money**
**you hsve some lose.**
**When you loose relation**
**you have big lose.**
**When you don't follow the Shikshapatri**
**than everthing is lost**

જય શ્રી સ્વામિનારાયણ.

"હિન્દુસ્તાનમાં ઘણાં ધર્મો છે. પણ સ્વામિનારાયણ સંપ્રદાય શુદ્ધ અને આકર્ષક છે. મને આ ધર્મ વિશે ઘણું માન છે.
- મહાત્મા ગાંધીજી

"દેશના લોકો જો 'શિક્ષાપત્રી'ની આજ્ઞાઓનું પાલન કરે તો દેશમાં ફોજદારી કાયદો, પોલીસ અને અદાલતોની ઓછી જરૂર પડે." - સરદાર વલ્લભભાઈ પટેલ

માનવજીવનનાં ધોરણોની વ્યવસ્થા સૂચવતા સામાજિક ધર્મોનો નિર્દેશ કરનારી શિક્ષાપત્રી સમાજલક્ષી સહજાનંદ સ્મૃતિ છે, એટલે કે ઉદ્ધવ સંપ્રદાય દ્વારા પ્રતિષ્ઠિત એવું ભારતનું આધુનિક સમાજશાસ્ત્ર છે.
-કવિ શ્રી ત્રિભુવનભાઈ વ્યાસ

# આધુનિક જીવનમાં શિક્ષાપત્રી

- શેખડા ઉદય એસ.
(સ્વા. ગુરુકુલ, મેમનગર)
દ્વિતીય ક્રમાંક

સાગરમાં હું મોતી શોધું, શોધું રણમાં પાણી.
કળિયુગમાં માનવી શોધું, ને શોધું શાસ્ત્રનો સાર.
એ ન મળે કશામાં, મળે તો માત્ર શિક્ષાપત્રીમાં,
શિક્ષાપત્રીમાં જ.

જ્યારથી માનવીની ઉત્પત્તિ થઇ છે ત્યારથી આજદિન સુધી માનવી પોતાની સુખ-સુવિધા માટે દિવસ-રાત મથામણ કરી રહ્યો છે, પરંતુ મિત્રો યાદ રાખજો સુખ એક બંધ ઓરડાને મારેલ તાળા સમાન છે. જો એને ખોલવું હોય તો શિક્ષાપત્રીરૂપી ચાવીની અવશ્ય જરૂર પડે છે.

આજનો આધુનિક માનવી કેવો છે, બે પંક્તિ કહું તો,

ન વહેવાર સચવાય છે, ન તહેવાર સચવાય છે.
દિવાળી હોય કે હોળી, બધું ઓફિસમાં ઉજવાય છે.
પાંચ આંકડાના પગાર છે
પણ પોતાને માટે પાંચ મિનિટ ક્યાં વપરાય છે,
હવે તો ઘરના પ્રસંગો પણ હાફ ડેમાં ઉજવાય છે.

આજનો આ આધુનિક માનવી સત્તા અને સંપત્તિના મદમાં વ્યસન અને ફેશનના સંગમાં પોતાના સ્વજનને પણ ભૂલી ગયો છે પરંતુ મિત્રો,

કોઇને ખબર નથી આ રસ્તા ક્યાં જાય છે,
થાકેલા છે બધા લોકો છતાં ચાલ્યા જ જાય છે.
કોઇને સામે રૂપિયો તો કોઇકને ડોલર દેખાય છે,
તમે જ કહો મિત્રો શું આને જિંદગી કહેવાય છે ?

આવી પરિસ્થિતિમાં પણ વ્યવહારુ કાર્ય કુશળતા એટલે કે બિઝનેસ સ્કીલ, ટાઇમ મેનેજમેન્ટ, પર્સનાલિટી ડેવલપમેન્ટ, આધ્યાત્મિક વિકાસ, ભૌતિક વિકાસ અને સામાજિક વિકાસ કરાવતી કંડારેલ કેડી સમાન જો કોઇ હોય તો તે છે શિક્ષાપત્રી. આ કેડીના કંડારનારા પુરુષોત્તમ ભગવાન શ્રી સહજાનંદ સ્વામી છે. આ કેડી પર ચાલીને આ લોકમાં તો સુખી થઇએ પણ પરલોકમાં પણ મહા સુખીયા થઇએ.

ઈંગ્લિશમાં એક વાક્ય છે,

**Our true wealth is not in what we have but what we are.**

આપણી પાસે શું છે એ મહત્વનું નથી, પરંતુ આપણે શું છીએ, એ જ આપણી સાચી સંપત્તિ છે.

પરંતુ એકવીસમી સદીનો માનવી સંપત્તિથી પોતાના ઘર ભરવા માગે છે, રૂપિયાની નોટોના થપ્પા કરવા માગે છે. પરંતુ મિત્રો, ગરીબોને બે ટંક ખાવાનું નહિં મળે, દરિદ્રતા અને રોગોથી પીડાતા લોકોની સેવા નહી થાય. મૂંગા પ્રાણી, પશુઓની જાળવણી નહી થાય ત્યાં સુધી એ નોટોના થપ્પા કાગળના પાના સમાન છે. પછી એ ભલેને ૧૦૦૦ રૂપિયાની નોટો હોય કે ૧૦૦ ડોલરની નોટો.

તેથી જ નરસિંહ મહેતા કહી ગયા છે,

વૈષ્ણવ જન તો તેને રે કહીએ
જે પીડ પરાઇ જાણે રે...

આવું જો કોઇ માનવીને જ્ઞાન શીખવનારું શાસ્ત્ર હોય તો તે છે, શિક્ષાપત્રી.

શિક્ષાપત્રી આધુનિક યુગમાં દીવાદાંડીની એક નાનકડી દીવડી સમાન છે. જેમ મધદરિયે વહાણ તરતું હોય, અંધકારનો સમય હોય, દિશા મળતી ન હોય ત્યારે તે દીવાદાંડીની નાનકડી દીવડી પોતાના માર્ગ નક્કી કરતી હોય છે. એવી જ રીતે શિક્ષાપત્રી આ આધુનિક જમાનામાં માયાજાળરુપી ભવસાગરમાંથી કઇ

રીતે તરવું એ બતાવનારી શાસ્ત્રોના મહાસાગરમાં નાનકડી એવી દિવડી સમાન છે.

આથી કહી શકાય કે શિક્ષાપત્રી આધુનિક જીવનની દીવાદાંડી છે. જેમ શિલ્પીને સુંદર શિલ્પ ઘડવા માટે છીણી અને હથોડીની જરૂર પડે છે તેમ આધુનિક જમાનામાં માણસનું ઘડતર કરવા માટે આ નાનકડી ૨૧૨ શ્લોકની શિક્ષાપત્રીની અવશ્ય જરૂર પડે છે.

ઝાડ તેના ફળથી ઓળખાય છે,
સોનું કસોટીથી પરખાય છે.
ઘંટની કિંમત તેના રણકારથી અંકાય છે,
માણસનું મૂલ્ય સંસ્કારથી મપાય છે.

દરેક પરિસ્થિતિને સુખાકાર આપે એ સંસ્કૃતિ. દરેક માણસની કિંમત તેની કૃતિ, પ્રકૃતિ અને સંસ્કારથી મપાય છે. સંસ્કૃતિનું બીજ એટલે સંસ્કાર. કૃતિ, પ્રકૃતિ અને સંસ્કૃતિને આકાર આપનાર અને સાકાર કરનાર ગ્રંથ એટલે શિક્ષાપત્રી.

હું એક વૃદ્ધાશ્રમમાં ગયો હતો. મારી પાસે એક શિક્ષાપત્રી હતી. મેં એક બાને તે આપી. આપી તે બા રડવા લાગ્યા. મે તેમને પૂછ્યું, 'કેમ બા રડો છો?' તો તેણે મને કીધું કે 'જો આ શિક્ષાપત્રી હું મારે ઘેર હતી ત્યાં મારી પાસે હોત તો મારે અહીંયા આવવું ન પડત.'

આજના આધુનિક જમાનામાં વેટ, જેટ અને નેટ જેવા આધુનિક ટેકનોલોજીના કારણે ધર્મજગત એક બાજુ મૂકાઇ ગયું છે પરંતુ મિત્રો યાદ રાખજો, ધર્મ અને વિજ્ઞાન એક બીજાના પૂરક છે. વિજ્ઞાનથી ધર્મનો વિકાસ થશે. ધર્મથી વિજ્ઞાનની શોભા વધશે. આથી વિજ્ઞાનની પાંખે મુક્ત ગગનમાં જો વિહાર કરવો હોય તો અધ્યાત્મરૂપી આંખની જરૂર અવશ્ય પડે છે અને એ અધ્યાત્મની આંખ અને ધર્મ, અર્થ, કામ ને મોક્ષને દેનારી હોય તો તે શિક્ષાપત્રી છે.

શાસ્ત્રોનો સાર છે શિક્ષાપત્રી,
જીવનનો આધાર છે શિક્ષાપત્રી,
કલમમાં કટાર છે શિક્ષાપત્રી,
શબ્દમાં તાકાત છે શિક્ષાપત્રી,
જીવનમાં અભિલાષ છે શિક્ષાપત્રી
અને દુનિયાની માત છે શિક્ષાપત્રી.

જય શ્રી સ્વામિનારાયણ.

## ગુરુકુલમાં રસોઇ

### છારોડી ગુરુકુલ

શ્રી મનસુખભાઇ કે. રાઘવાણી, બળદીયા
શ્રી ઉત્કર્ષ મનજીભાઇ રાબડીયા, મોરેસીયસ
શ્રી કલ્યાણભાઇ તેજાભાઇ વેકરીયા, મોરેસીયસ
શ્રી ડૉ. સંજયભાઇ તથા રાજુભાઇ પટોળીયા, અમદાવાદ
શ્રી માવજીભાઇ ખેતાભાઇ પટેલ, અમદાવાદ
શ્રી મનીષભાઇ ખંડેવાલ, અમદાવાદ
શ્રી ગોવિંદભાઇ શિવજીભાઇ ભુવા, સુખપર
શ્રી શૈલેશભાઇ ઠક્કર, મુંબઇ
શ્રી વિપુલભાઇ ગોવિંદભાઇ બારસીયા, અમદાવાદ
શ્રી મોન્ટુ અનિલભાઇ સોમાણી, અમદાવાદ
શ્રી નરેશભાઇ એસ. ચૌહાણ, રાયસંગપુર
શ્રી પ્રકાશભાઇ દવે, દુબઇ
શ્રી ભાનુભાઇ નાથાભાઇ પટેલ, અમેરીકા

### અમદાવાદ ગુરુકુલ

શ્રી હંસરાજભાઇ ગજેરા, ભરુચ
શ્રી સંજય વેલજીભાઇ કથીરીયા, સુરત
શ્રી કલાબેન નટવરલાલ પટેલ
શ્રી વિશાલ અરવિંદભાઇ રાદડીયા, ઓળીયા
શ્રી જનકભાઇ રણછોડભાઇ કોશીયા, અમદાવાદ
શ્રી મીનેશભાઇ શાહ, યુ.એસ.એ.
ડૉ. હાર્દિક દીલીપભાઇ ધણક, મુંબઇ
શ્રી વિઠ્ઠલભાઇ ઓડેદરા, અમદાવાદ
શ્રી રાજુભાઇ પટોળીયા, અમદાવાદ
શ્રી ભાઇલાલભાઇ પટેલ, યુ.એસ.એ.
શ્રી જીતુભાઇ દવે, લંડન
શ્રી આર. આર. શાહ

# આધુનિક જીવનમાં શિક્ષાપત્રી

- ઉપાધ્યાય કુલદીપ એન.
(દર્શનમ્ સંસ્કૃત સંસ્થાન)
તૃતીય ક્રમાંક

આજના કળિયુગમાં કાળા અંધકારમાં મનુષ્ય ગાંડો થઈ પાપાચરણ કરી રહ્યો છે. મનુષ્ય પોતાના પુરાતન સંસ્કારોને ભૂલી વ્યસન અને ફેશન તરફ જઈ રહ્યો છે. આ અજ્ઞાનરુપી અંધકારમાં મનુષ્ય એટલો તો આંધળો થયો છે કે તેને સત્ય-અસત્ય, ધર્મ-અધર્મ, પાપ-પુણ્ય અને સારા-નરસામાં કોઈ ભેદ જ નથી જણાતો. તો આ સમસ્યાનો શો ઉપાય છે?

આ સમસ્યાનો કેવળ એક જ ઉપાય છે, તે છે આજથી બસો વર્ષ પહેલાં સહજાનંદ સ્વામી દ્વારા લખાયેલી શિક્ષાપત્રી. આપણને સહેજે પ્રશ્ન થાય કે આજથી બસો વર્ષ પહેલાં લખાયેલી શિક્ષાપત્રીનો આધુનિક યુગમાં શો ઉપયોગ? તેનો સરળ ઉત્તર છે કે આજના યુગની દરેક સમસ્યા સાથે શિક્ષાપત્રીની તુલના. આજે જોઈએ તો હિંસા, વ્યભિચાર, ચોરી, ભ્રષ્ટાચાર આ મુખ્ય અને ભયંકર સમસ્યાઓ છે. સૌપ્રથમ જોઈએ તો, હિંસા. આજનો મનુષ્ય બેફામ હિંસા કરી રહ્યો છે, પોતાના સ્વાર્થ ખાતર શાંતિથી જીવી રહેલા મનુષ્યો તથા પશુ-પક્ષીઓની હત્યા કરી રહ્યો છે ત્યારે સહજાનંદ સ્વામીએ શિક્ષાપત્રીના ૧૧, ૧૨, ૧૩મા શ્લોકમાં કહ્યું છે કે મારા આશ્રિત એવા પુરુષે કદાપિ હિંસા ન કરવી. દેવતા અને પિતૃના યજ્ઞને અર્થે પણ હિંસા ન કરવી અને સ્ત્રી, ધન અને રાજ્યને અર્થે પણ કદાપિ કોઈની હિંસા ન કરવી. આમ સહજાનંદ સ્વામીએ શિક્ષાપત્રીમાં હિંસાનો નિષેધ કર્યો છે.

ત્યારબાદ જોઈએ તો, વ્યભિચાર. આજના મનુષ્યની નજર એટલી તો પાપી થઈ ગઈ છે કે ન પૂછો વાત. તે સ્ત્રી પાછળ ગાંડો થઈ ગયો છે ત્યારે શ્રીજી મહારાજે શિક્ષાપત્રીના ૧૮મા શ્લોકમાં કહ્યું છે કે મારા આશ્રિત એવા સ્ત્રી પુરુષોએ કદાપિ વ્યભિચાર ન કરવો.

એટલું જ નહિ, પણ આપણે રોજ સમાચારપત્રમાં વાંચીએ છીએ કે એક પિતાએ પોતાની સગી દીકરી પર દુર્વ્યવહાર કર્યો, એક ભાઈએ પોતાની બહેન પર બળાત્કાર કર્યો, આવા મહાપાપનો નિરોધક ઉપાય આપતા શ્રીજી મહારાજ શિક્ષાપત્રીના ૧૩૬મા શ્લોકમાં કહે છે કે મારા આશ્રિત એવા યુવાન પુરુષે પોતાની યુવાન મા-દીકરી સાથે એકાંત સ્થળને વિષે આપત્કાળ વિના કદાપિ ન રહેવું. આમ સહજાનંદ સ્વામી શિક્ષાપત્રીમાં આ સમસ્યાનો ઉપાય કહે છે.

ત્યારબાદ જોઈએ તો કેવળ ભારતનો જ નહિં, પરંતુ સંપૂર્ણ વિશ્વનો પ્રશ્ન છે - ભ્રષ્ટાચાર. આજે સરકાર જો જનતા માટે ૧૦૦ રૂપિયા મોકલે તો વચ્ચે ભ્રષ્ટાચાર થતા થતા જનતા પાસે કેવળ ૧ રૂપિયો પહોંચે છે. આપણને કોર્ટ કચેરીમાં કોઈ નાનું એવું કામ પણ કરાવવું હોય તો પહેલાં વકીલને પૈસા ખવડાવો, પછી અધિકારીને પૈસા ખવડાવો પછી કોર્ટના જજને પૈસા ખવડાવો આમ કરતાં કરતાં તો કામ કરતાં લાંચના પૈસા વધી જાય છે માટે જ શ્રીજી મહારાજે શિક્ષાપત્રીના ૨૬મા શ્લોકના ચોથા ચરણમાં કહ્યું છે કે લુંચા ગ્રાહ્યા ન કસ્યચિત્ અર્થાત્ કોઈપણ દ્વારા અપાયેલી લાંચનું ગ્રહણ ન કરવું. શ્રીજી મહારાજે લાંચ લેવાની જ ના પાડી દીધી કારણ કે જો લાંચ લેવાનું જ બંધ થઈ જાય તો લાંચ આપવાની જરૂર જ ન રહે. આમ શ્રીજી મહારાજ ભ્રષ્ટાચારનો પણ ઉકેલ આપે છે.

ત્યારબાદ જોઈએ તો આજનો

પુત્ર પોતાના માતા-પિતાને ભૂલી રહ્યો છે.

જે માતા-પિતાએ તેને જીવનભર સાચવ્યો, જે માતા-પિતાએ તેને પ્રેમ અને હૂંફ આપ્યા તેને તે વૃદ્ધ થયે વૃદ્ધાશ્રમમાં મૂકી આવે છે. તેમને કષ્ટ આપે છે. તો એવા કુપુત્રને સંબોધીને શ્રીજી મહારાજે શિક્ષાપત્રીના ૧૩૯મા શ્લોકમાં લખ્યું છે કે यावज्जीवं च शुश्रूषा कार्या मातुः पितुर्गुरोः અર્થાત્ મારા આશ્રિત પુરુષે પોતના માતા-પિતા અને ગુરુની યથાશક્તિ જીવન પર્યન્ત સેવા કરવી. આમ સહજાનંદ સ્વામી શિક્ષાપત્રીમાં કુપુત્રમાંથી સુપુત્ર બનવાનો માર્ગ સૂચવે છે.

ત્યારબાદ જોઈએ તો આજે લોકો સ્ત્રી, ધન અને જમીનને ખાતર પોતાના સગા ભાઈ-બહેન, પિતા અને સારામાં સારા મિત્રને પણ ઠગે છે, ધુતે છે. ત્યારે કોઈને વ્યવહારિક દૃષ્ટિએ કષ્ટ ન થાય તે માટે શ્રીજી મહારાજ શિક્ષાપત્રીના ૧૪૩, ૧૪૪ અને ૧૪૬મા શ્લોકોમાં લખે છે કે મારા આશ્રિત એવા સત્સંગીએ ધન, જમીન અને વિવાહ સંબંધી લેણદેણ પોતાના સગા ભાઈ, બહેન, પુત્ર અથવા સારામાં સારા મિત્ર સાથે પણ લખાણ કર્યા વિના ન કરવી અને પોતાની નીત્યની આવક, જાવક અને ઉપજ પર ખરચનું નિત્ય સારા અક્ષરે નામું લખવું. આમ સહજાનંદ સ્વામી શિક્ષાપત્રીમાં વ્યાવહારિક જ્ઞાન પણ કેળવે છે. આ આપણે કેવળ અમુક શ્લોકોની તુલના કરી પરંતુ શિક્ષાપત્રીમાં ૨૧૨ શ્લોકો છે અને દરેક શ્લોકમાં આ આધુનિક શિક્ષાપત્રીમાં ચોરી, વ્યસન, દારુ, માંસ આ દરેક સમસ્યાઓનું નિવારણ આપેલ છે. આ પરથી સિદ્ધ થાય છે કે શિક્ષાપત્રી આજના આ યુગમાં પણ ઉપયોગી છે, છે ને છે જ.

...૧૫ માં પાનાનું અનુસંધાન

પરાઈ વસ્તુ લેવામાં અચકાતા નથી ત્યારે શિક્ષાપત્રી તો ધર્મને અર્થે પણ ચોરી કરવાની ના પાડે છે. આજે કોલેજીયન વિદ્યાર્થીઓ ઉત્સવપર્વોમાં વ્યસન અને ફેશનમાં પોતાનો અમૂલ્ય સમય અને શક્તિને વેડફી રહ્યા છે ત્યારે તેને ઉદ્દેશીને શિક્ષાપત્રી કહે છે કે, "જુગટુ આદિક કોઈ પ્રકારનું વ્યસન ન કરવું."

માણસની વાણીમાં એવી તાકાત છે કે તેના દ્વારા એ સંપૂર્ણ વિશ્વને પોતાની મુઠ્ઠીમાં કરી શકે છે એટલે જ કોઈએ કહ્યું છે કે, "આંખમાં અમી તો દુનિયા ગમી, જીભમાં અમી તો દુનિયા નમી" પરંતુ આજે દરેક ક્ષેત્રમાં માણસ ન બોલવાના શબ્દો કે અપશબ્દો બોલીને પોતે જ પોતાની કીર્તિનો નાશ કરી રહ્યો છે ત્યારે શિક્ષાપત્રી તેને કહે છે કે, "ક્યારેય અપશબ્દો ન બોલવા" આજે કહેવાતો ધાર્મિક વર્ગ પોતાના ઈષ્ટદેવને કે ધર્મને શ્રેષ્ઠ બતાવવા માટે બીજા દેવોની કે અન્ય ધર્મોની નિંદા કરવામાં સંકોચ નથી અનુભવતો, ત્યારે તે કહેવાતા ધાર્મિક લોકોને ઉદ્દેશીને શિક્ષાપત્રી કહે છે કે, "કોઈ દેવની નિંદા ક્યારેય ન કરવી પણ જો માર્ગને વિષે પણ દેવમંદિર આવે તો તેને જોઈને નમસ્કાર કરવાં અને ભાવથી તેનું દર્શન કરવું." ભગવાનનો ભક્ત પણ કોઈ મુશ્કેલીમાં કે દબાણમાં આવીને પોતાના વર્ણાશ્રમધર્મનો ત્યાગ કરી પાખંડ કે કલ્પિત ધર્મનો આશ્રય કરવા માટે તૈયાર થતો હોય ત્યારે તેને વર્ણાશ્રમધર્મનું મૂલ્ય સમજાવતા શિક્ષાપત્રી કહે છે કે, "ક્યારેય પણ પોતપોતાના વર્ણાશ્રમધર્મનો ત્યાગ કરી પરધર્મનું આચરણ ન કરવું."

ઉપસંહાર-

આથી કહી શકાય કે દરેક ક્ષેત્રમાં માર્ગ ભૂલેલા માણસને માનવતાનો સાચો માર્ગ બતાવતી દીવાદાંડી એટલે શિક્ષાપત્રી. માણસને માનવમાંથી દાનવ નહિ પરંતુ મહામાનવ બનવાની પ્રેરણા આપતું સત્શાસ્ત્ર એટલે શિક્ષાપત્રી.

# દિવાદાંડીરૂપ શિક્ષાપત્રી

- શાસ્ત્રી મુનિવત્સલદાસજી સ્વામી

પ્રસ્તાવના-

આ સંપૂર્ણ વિશ્વમાં બે પ્રકારના મનુષ્યો છેઃ કેટલાક લોકો સજ્જન છે અને કેટલાક લોકો દુર્જન છે. જે સજ્જન છે તે તો હંમેશા સત્કાર્યો જ કરશે અને સજ્જનતાના માર્ગે જ ચાલશે પરંતુ જે દુર્જન છે તેને પણ સજ્જનતાનો માર્ગ બતાવનાર શાસ્ત્ર એટલે શિક્ષાપત્રી. કોઇ નવું યંત્ર કે વસ્તુ ખરીદો ત્યારે તેની સાથે તે યંત્રને કઇ રીતે ચલાવવું તેની ગાઇડબુક આવે છે તેવી જ રીતે મનુષ્યજીવન એ માણસને ભગવાને આપેલી અમૂલ્ય ભેટ છે અને ભગવાન પણ તેની સાથે એક ગાઇડબુક આપે છે અને એ ગાઇડબુક એટલે શિક્ષાપત્રી. જીવનપથનું માર્ગદર્શન આપતું સત્શાસ્ત્ર એટલે શિક્ષાપત્રી.

સામાન્ય માહિતી-

"નરસિંહ મહેતાની કડતાલ", "ગાંધીજીની હડતાલ" જેવી રીતે પ્રસિદ્ધ છે તેવી જ રીતે સ્વામિનારાયણનું વડતાલ પ્રસિદ્ધ છે અને એ વડતાલની પવિત્ર ભૂમિમાં શિક્ષાપત્રીનું પ્રાગટ્ય થયું છે.શિક્ષાપત્રીના ૨૧૨ શ્લોકો એ માત્ર શ્લોકો જ નહિ પરંતુ સદાચારપૂર્ણ જીવન જીવવાના ૨૧૨ જીવનમંત્રો છે. શિક્ષાપત્રી એ માત્ર સ્વામિનારાયણ સંપ્રદાયનો જ ગ્રંથ નહિ પરંતુ સમસ્ત માનવસમાજને માનવતાનો માર્ગ બતાવતો વિશ્વધર્મગ્રંથ છે. શિક્ષાપત્રી એ માત્ર સ્વામિનારાયણ સંપ્રદાયના અનુયાયીને જ નહિ પરંતુ જગતના દરેક મનુષ્યને ઉદ્દેશીને લખાયેલી છે.

દીવાદાંડી-

દરિયાના મધ્યે દિશા ભૂલેલા વહાણને દીવાદાંડી જેવી રીતે સાચી દિશા બતાવે છે અને કિનારા સુધી પહોંચાડે છે તેવી જ રીતે શિક્ષાપત્રી એ સંસાર સાગરમાં ગાફલાઈથી માર્ગ ભૂલેલા દરેક મનુષ્યને સાચી દિશા બતાવીને સંસાર સાગરથી પાર ઉતારે છે. એટલે જ શ્રી સ્વામિનારાયણ ભગવાન કહે છે કે, "અવધાર્યોઽયમખિલૈઃ સર્વજીવહિતાવહઃ" જેવી રીતે બાળકને માતા પાસેથી શાંતિ અને સમાધાન મળે છે તેવી જ રીતે શિક્ષાપત્રી એ સમસ્ત માનવસમાજની માતા છે અને તેની પાસેથી જ દરેક માણસને મનમાં ઉઠતા પ્રશ્નોનું સમાધાન અને શાંતિનો અનુભવ થાય છે.

આજે આધુનિક યુગમાં દરેક મનુષ્ય સુખ અને શાંતિ મેળવવા માટે પ્રયત્ન કરે છે ત્યારે ભગવાન સ્વામિનારાયણ ફક્ત આ લોકમાં જ નહિ પરંતુ પરલોકમાં પણ સુખી થવાની ચાવી બતાવતા કહે છે કે,

યે પાલયન્તિ મનુજાઃ સચ્છાસ્ત્રપ્રતિપાદિતાન્ ।
સદાચારાન્ સદા તેઽત્ર પરત્ર ચ મહાસુખાઃ ॥

આજે શિક્ષણ જગતમાં વિદ્યાર્થીઓ બોર્ડની પરીક્ષાઓમાં અનેક ઊંચી આશાઓ સેવીને નિષ્ફળતા પ્રાપ્ત થતાં આત્મઘાત કરવા તરફ દોરાઈ રહ્યા છે અને નાની ભૂલની પાછળ પોતાનું કિંમતી જીવન ખોઈ બેસે છે ત્યારે તેમના જીવનમાં જીવનપ્રાણ પૂરતા શિક્ષાપત્રી કહે છે કે, "ક્રોધે કરીને કે અયોગ્ય આચરણ થઈ જાય તો મૂંઝાઈને પણ આત્મઘાત ન કરવો" આજે સ્ત્રી અને ધનની પ્રાપ્તિ માટે માણસ પોતાના સગા ભાઈને મારવા માટે તૈયાર છે, એકનો એક દીકરો પોતાના પિતાને મારવા માટે તૈયાર થઈ જાય છે ત્યારે તે માર્ગ ભૂલેલા માણસને જીવનની સાચી દિશા આપતા શિક્ષાપત્રી કહે છે કે, "સ્ત્રી કે ધનની પ્રાપ્તિને અર્થે પણ કોઈ મનુષ્યની હિંસા ક્યારેય ન કરવી"

આજે કહેવાતા ભદ્ર સમાજના દીકરાઓ પણ વેપાર-ધંધા માટે વિદેશોમાં જઈને વધારે મિત્રો બનાવી સારી કંપની બનાવવા માટે માંસનું સેવન કરી બરબાદ થઈ જાય છે ત્યારે શિક્ષાપત્રી તેને ઉદ્દેશીને કહે છે કે, "આપત્કાળમાં પણ ક્યારેય માંસભક્ષણ ન કરવું." કહેવાતા સજ્જન લોકો પણ મફતનું ખાવામાં કે

અનુ. ૧૪ મા પાને...

# સમાચાર દર્શન

## પાટોત્સવ તથા શાકોત્સવ

તા. ૪ ફેબ્રુઆરી, વસંતપંચમીના પરમ પવિત્ર દિને SGVP ના પ્રાર્થના ભવનમાં બિરાજમાન ભગવાન શ્રી સીતારામજી, શ્રી રાધાકૃષ્ણદેવ તથા શ્રી ઘનશ્યામ મહારાજનો વાર્ષિક પાટોત્સવ ખૂબજ ધામધૂમથી ઉજવાયો. વૈદિક વિધિ અનુસાર ઋષિકુમારો દ્વારા મંત્રગાન સાથે વિવિધ ઔષધીઓ, ફળોના રસ, ધાન્ય રસ તેમજ કેસર-ચંદન તથા પુષ્પવૃષ્ટિથી ભગવાનનો દિવ્ય અભિષેક થયો. અભિષેક પૂર્ણ થયા બાદ ભગવાનને નૂતન વસ્ત્રો તથા આભૂષણોથી આભુષિત કરવામાં આવ્યા.

આ પાવન અવસરે શાકોત્સવનું પણ આયોજન કરવામાં આવ્યું હતું. શાકોત્સવની સભાના પ્રારંભે આજરોજ શિક્ષાપત્રી જયંતિ હોવાથી ગ્રંથરાજ શિક્ષાપત્રીનું સમૂહ અનુષ્ઠાન તથા સદ્‌ગુરુ સંતો દ્વારા પૂજન થયું. પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામી, પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામીએ ઉપસ્થિત ભક્તજનોને કથાવાર્તાનો લાભ આપી મહોત્સવના યજમાનશ્રીઓને શુભાશીર્વાદ પાઠવ્યા. સભાના અંતે સદ્‌ગુરુ સંતોએ વિદ્યાર્થીઓ તથા સંતોએ ઠાકોરજીને પ્રેમભક્તિથી ધરાવેલ અન્નકૂટની આરતી કરી. આરતીના દર્શન કરી સહુ ભક્તજનો શાકોત્સવનો પ્રસાદ ગ્રહણ કરી છૂટા પડ્યા.

## પેવેલીયન ખાતમૂહુર્ત

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) ખાતે નેશનલ કેટેગરીના ક્રીકેટ ગ્રાઉન્ડનું નિર્માણ થયેલ છે. જેમાં ભારતભરમાંથી વિવિધ રાજ્યોની ક્રિકેટ ટીમ તથા ખેલાડીઓ રમવા આવે છે. વિવિધ સુવિધાઓથી સજ્જ ક્રિકેટ ગ્રાઉન્ડમાં દર્શકો માટે નૂતન પેવેલીયન તથા ક્રિકેટરો માટે ડ્રેસીંગ રુમનું ખાતમૂહુર્ત વસંતપંચમીના પાવન અવસરે સદ્‌ગુરુ સંતોના હસ્તે થયું. જેનું બાંધકામ ટુંક સમયમાં પૂર્ણ થશે.

## શિક્ષાપત્રી વક્તૃત્વ સ્પર્ધા

ભગવાન શ્રી સ્વામિનારાયણના દિવ્ય સંદેશાઓના સંગ્રહ સમાન શિક્ષાપત્રી અનેક જીવોનું કલ્યાણ કરનારી છે. સમાજિક, ધાર્મિક, વ્યાવહારિક, કૌટુંબિક જેવા વિવિધ ક્ષેત્રે અત્યંત ઉપયોગી તથા માર્ગદર્શક સમાન શિક્ષાપત્રીના સંદેશાઓ પ્રત્યે નાના નાના વિદ્યાર્થીઓ જાગૃત થાય તેવા શુભ હેતુથી SGVP ખાતે શિક્ષાપત્રી વક્તૃત્વ સ્પર્ધાનું આયોજન કરવામાં આવ્યું હતું. આ સ્પર્ધામાં જોડાવા માટે સંપ્રદાયના તમામ ગુરુકુલો તથા મંદિરોમાં નિવાસ કરતા વિદ્યાર્થીઓને આમંત્રિત કરવામાં આવ્યા હતા. તારીખ ૨ ફેબ્રુઆરીના રોજ આયોજિત આ સ્પર્ધામાં ૫૦ ઉપરાંત વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. સ્પર્ધામાં ભાગ લેનાર તમામ વિદ્યાર્થીઓને પ્રમાણપત્ર તથા પ્રથમ, દ્વિતીય અને તૃતીય નંબર મેળવનાર વિદ્યાર્થીઓને સદ્‌ગુરુ સંતોના હસ્તે પ્રોત્સાહિત કરવામાં આવ્યા હતા.

## ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજની ૨૬મી પુણ્યતિથિ

સદ્વિદ્યા સદ્ધર્મ રક્ષક પરમ પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીની ૨૬મી પુણ્યતિથિ ભજન-ભક્તિના વિવિધ આયોજનો સાથે ઉજવવામાં આવી હતી. ભગવાન સ્વામિનારાયણ તથા ગુરુદેવને પ્રસન્ન કરવા પંદર દિવસ અગાઉથી જ સંતો, વિદ્યાર્થીઓ તથા હરિભક્તોએ દંડવત, પ્રદક્ષિણા, માળા, શાસ્ત્રપાઠ, અખંડ ધૂન જેવા વિવિધ આયોજનો દ્વારા ભજનની સરવાણી વહાવી.

તારીખ ૧૭ ફેબ્રુઆરીના રોજ પુણ્યતિથિ નિમિત્તે બાર કલાકની અખંડ ધૂન કરવામાં આવી. ધૂનની પૂર્ણાહુતિ બાદ ગુણાનુવાદ સભા યોજાઈ. સભાના પ્રારંભે ગુરુદેવની પૂણ્યતિથી નિમિત્તે થયેલ ભજન ભગવાન શ્રીહરિના ચરણોમાં અર્પણ કરવામાં આવ્યું. ત્યાર બાદ દરેક સંતો તથા હરિભક્તોએ ગુરુદેવનું પૂજન કરી પુષ્પાંજલી અર્પણ કરી. આ પ્રસંગે પરમ પૂજ્ય પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામી, પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામી, પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામીએ સહુ ભક્તજનોને ગુરુદેવના સંસ્મરણો તાજા કરી પ્રેરણાદાયી વાતો કરી. સભાના અંતે પ્રસાદ લઈ સહુ છૂટા પડ્યા. આ પ્રસંગે રક્તદાન કેમ્પનું પણ

આયોજન કરવામાં આવ્યું હતું, જેમાં ૫૧ ઉપરાંત ભક્તોએ રક્તદાન કર્યું હતું.

આ દિવ્ય અવસરે સંતો-ભક્તો તથા વિદ્યાર્થીઓએ કરેલા ભજનની યાદી નીચે પ્રમાણે છે.

માળા - ૨૫૦૧૫, દંડવત્ - ૯૩૦૮૧, પ્રદક્ષિણા - ૫૯૨૨૫, જનમંગલ - ૧૩૮૧, સમૂહ મહાપૂજા - ૧૨૭, સમૂહ મંત્રલેખન - ૪૦ કલાક, ઉપવાસ - ૬ ઋષિકુમારોએ ૧૦૮ કલાક, ધૂન - ૬૭ કલાક. આ ઉપરાંત શાસ્ત્રપાઠ, વંદુના પાઠ વગેરે અનુષ્ઠાન પણ થયેલ.

## દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયનું ગૌરવ

શ્રી સોમનાથ સંસ્કૃત યુનિવર્સિટી ખાતે યોજાયેલ પદવીદાન સમારોહમાં ગુજરાતના ગવર્નરશ્રીના હસ્તે વર્ષ ૨૦૧૨-૧૩ દરમિયાન લેવાયેલ પરિક્ષામાં ઉત્તિર્ણ વિદ્યાર્થીઓને શાસ્ત્રી-આચાર્યની પદવી તેમજ પ્રથમ, દ્વિતીય અને તૃતીય ક્રમે આવનાર વિદ્યાર્થીઓને મેડલ અપાયા. જેમાં દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયમાં અભ્યાસ કરતા સંતો તથા ઋષિકુમારોએ ઝળહળતી સફળતા મેળવી સંસ્થાનું ગૌરવ વધાર્યું હતું.

**શિક્ષાશાસ્ત્રી : (એમ. ફીલ.)** જોષી હાર્દિક, યુનિવર્સિટી દ્વિતીય સ્થાન.

**આચાર્ય દ્વિતીયવર્ષ :** સાધુ દર્શનપ્રિયદાસ (વેદાંત) યુનિવર્સિટી પ્રથમ સ્થાન. સાધુ કુંજવિહારીદાસ (વેદાંત) યુનિવર્સિટી દ્વિતીય સ્થાન. સાધુ વિવેકસાગરદાસ (વેદાંત) યુનિવર્સિટી તૃતીય સ્થાન. ત્રિવેદી ભગીરથ (ન્યાય) યુનિવર્સિટી તૃતીય સ્થાન.

**શાસ્ત્રી તૃતીય વર્ષ :** જાની સ્વસ્તિક, યુનિવર્સિટી દ્વિતીય સ્થાન.

**વ્યાકરણશાસ્ત્ર (આચાર્ય દ્વિતીય વર્ષ) :** રાવલ અંકિત યુનિ. દ્વિતીય સ્થાન, તેરૈયા વિશાલ યુનિ. તૃતીય સ્થાન.

આ ઉપરાંત યુવક મહોત્સવમાં પણ ઋષિકુમારોએ વિવિધ સ્પર્ધાઓમાં ઝળહળતી સફળતા પ્રાપ્ત કરી હતી.

યુનિવર્સીટીમાં સફળતા પ્રાપ્ત કરી સંસ્થાનું નામ રોશન કરનાર તમામ સંતો તથા ઋષિકુમારોને પૂજ્ય સ્વામીજીએ શુભાશીર્વાદ પાઠવ્યા હતા.

## ગુરુકુલ ગૌરવ

**લાઇફ ટાઇમ એચીવમેન્ટ એવોર્ડ, શ્રી નવિનભાઇ દવે :-** ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ તથા સદ્‌ગુરુ સંતોના કૃપાપાત્ર અને ગુરુકુલના ટ્રસ્ટી શ્રી નવિનભાઈ દવેને કાશ્મીર ટુ કેરાલા ફાઉન્ડેશન સંસ્થા દ્વારા મુંબઇ ખાતે યોજાયેલ કાર્યક્રમમાં વિવિધ ક્ષેત્રે અનેરા યોગદાન બદલ 'લાઈફ ટાઈમ અચીવમેન્ટ એવોર્ડ'થી નવાજવામાં આવ્યા હતા. આ પ્રસંગે ઉદયપુરના મહારાજા ડૉ. અરવિંદ સિંઘજી, મિઝોરમના રાજ્યપાલ શ્રી બી.પુરુષોત્તથમન, જમ્મુ કાશ્મીર વિધાન સભાના અધ્યક્ષ શ્રી મુબારક ગુલ વગેરે અનેક મહાનુભાવો ઉપસ્થિત રહ્યા હતા. નવિનભાઈના આ સન્માન બદલ સદ્‌ગુરુ સંતોએ તેમને શુભાશીર્વાદ પાઠવ્યા હતા.

**વિદ્વત્ સન્માન, શ્રી રામપ્રિયજી :-** સંસ્કૃત સાહિત્ય અકાદમી (ગાંધીનગર) ભાષા અને સાહિત્ય ક્ષેત્રે કાર્ય કરતી સંસ્થા છે. આ સંસ્થા દ્વારા વર્ષ દરમિયાન અનેક કાર્યક્રમો યોજાય છે, જેમાં આ વર્ષે વડોદરા ખાતે તા. ૧૧ ફેબ્રુઆરીના રોજ પારમ્પરિક વિદ્વત્ સન્માન કાર્યક્રમ યોજાયો હતો. આ પ્રસંગે જે જે લોકોએ દેવભાષા સંસ્કૃતના જતન અને પ્રચાર-પ્રસાર તેમજ શાસ્ત્રોના અધ્યાપનમાં સતત સેવાપરાયણતાથી કાર્ય કર્યું હોય એવા વિદ્વાનોનું સન્માન થયું હતું. જેમાં દર્શનમ્‌ના પ્રધાનાચાર્ય શ્રી રામપ્રિયજીને આ સન્માનથી નવાજવામાં આવ્યા હતા. શ્રી રામપ્રિયજીના પ્રતિનિધિસ્વરુપે શ્રી અર્જુનકુમાર શામલે કાર્યક્રમમાં ઉપસ્થિત રહી આ સન્માન સ્વીકાર્યું હતું.

**ગાયક વિનોદભાઇ પટેલ :-** ગુરુકુલના વિદ્યાર્થી તથા ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના કૃપાપાત્ર શ્રી વિનોદભાઈ પટેલ પોતાના સુમધુર કંઠ વડે દેશ-વિદેશમાં અનેક કાર્યક્રમો આપી ગુજરાતનું નામ રોશન કરે છે. તેઓનો સંગીત પ્રત્યેનો અનેરો લગાવ અને કંઠની લાવણ્યતાને લીધે તેઓશ્રીની તાજેતરમાં ઓલ ઈન્ડીયા રેડીયો દિલ્હી મ્યુઝિક ઓડિશન બોર્ડ દ્વારા એ ગ્રેડના લોકગીતના સંગીતકાર તરીકે પસંદગી થયેલ છે. શ્રી વિનોદભાઈએ આ સિદ્ધિ મેળવી ગુજરાત તેમજ ગુરુકુલનું નામ રોશન કર્યું છે.

## શ્રદ્ધા સુમન

**પરમ ભગવદીય શ્રી વિપુલભાઇ અનંતભાઇ મહેતા :-** અમદાવાદ નિવાસી પ. ભ. શ્રી વિપુલભાઈ ૪૫ વર્ષની ઉંમરે અક્ષરવાસી થયા છે. શ્રી વિપુલભાઈનો આખો પરિવાર ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજનો કૃપાપાત્ર છે. આ પરિવારની ગુરુકુલ પ્રત્યેની નિષ્ઠા તથા સેવા અજોડ રહ્યા છે. શ્રીહરિ તથા સંતોમાં અપાર હેત ધરાવતા વિપુલભાઈના અક્ષરવાસથી ગુરુકુલ પરિવારને મોટી ખોટ પડી છે. વિપુલભાઈના પવિત્ર આત્માને મહારાજ પોતાની મૂર્તિનું અખંડ સુખ આપે તથા તેમના પરિવારજનો શ્રી યશ, શ્રી ચેતનભાઈ, શ્રી પિનાકીનભાઈ, શ્રી વિપુલભાઈ, શ્રી સુરેશભાઈ, શ્રી રજનીભાઈ વગેરેને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**પરમ ભગવદીય શ્રી વેલજીભાઇ ભંડેરી :-** ગામ રામપર વેકરા નિવાસી પ. ભ. શ્રી વેલજીભાઈ અક્ષરવાસી થયા છે. વેલજીભાઈ ભગવાન શ્રીહરિના ઉત્તમ ભક્ત હતા તથા ગુરુકુલના સેવાકાર્યોમાં તેઓની ઘણી મોટી સેવાઓ રહી છે. વેલજીભાઈના આત્માને મહારાજ પોતાની મૂર્તિનું અખંડ સુખ આપે તથા તેમના સુપુત્રો શ્રી શાંતિભાઈ, રમેશભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**પરમ ભગવદીય શ્રી જયવંતલાલ ગીરધરલાલ મહેતા :-** રાજકોટ નિવાસી તથા ગુરુકુલના સી.એ. શ્રી ચેતનભાઈના પિતાશ્રી પ. ભ. શ્રી જયવંતલાલ ૭૮ વર્ષની ઉંમરે અક્ષરવાસી થયા છે. ભગવાન શ્રીહરિમાં હેતવાળા તથા સંસ્થા પ્રત્યે અનહદ લાગણી ધરાવતા આ પવિત્ર આત્માને મહારાજ પોતાની મૂર્તિનું અખંડ સુખ આપે તથા ચેતનભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**પરમ ભગવદીય શ્રી કેવળભાઇ મોહનભાઇ પટેલ :-** ગામ મણીપુરા નિવાસી, શ્રીહરિ તથા સંતોમાં હેતવાળા પ. ભ. શ્રી કેવળભાઈ અક્ષરવાસી થયા છે. કેવળભાઈના આત્માને મહારાજ પોતાની મૂર્તિનું અખંડ સુખ આપે તથા તેમના પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**પરમ ભગવદીય શ્રી કુંવરજીભાઇ નાનજીભાઇ પટેલ :-** ગામ દેવપુરા નિવાસી પ.ભ. શ્રી કુંવરજીભાઈ અક્ષરવાસી થયા છે. કુંવરજીભાઈએ ખાખરીયા-ઝાલાવાડી સમાજના પ્રમુખ સ્થાને રહી સત્સંગ તથા સમાજની ખૂબ સેવા કરી હતી. ગુરુકુલના સંતો સાથે હેતવાળા કુંવરજીભાઈને શ્રીજી મહારાજ પોતાની મૂર્તિનું સુખ આપે તથા તેમના પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**પરમ ભગવદીય શ્રી અરજણભાઇ ત્રિકમભાઇ પટેલ :-** ગામ હીરાપુરા હાલ અમદાવાદ નિવાસી શ્રી અરજણભાઈ શ્રીહરિનું સ્મરણ કરતા થકા અક્ષરવાસી થયા છે. આ મુમુક્ષુ આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા તેમના પરિવારજનો શ્રી કાંતિભાઈ વગેરેને ધીરજ આપે તેવી પ્રાર્થના.

**શ્રી વિમળાબેન નરસીભાઇ તળાવિયા :-** ગામ આંબરડી હાલ અમદાવાદ નિવાસી ગુરુકુલના સન્નિષ્ઠ સેવક તથા સદ્‌ગુરુ સંતોના કૃપાપાત્ર શ્રી ભાસ્કરભાઈ તળાવીયાના માતુશ્રી વિમળાબેન તથા તેમના કાકી શ્રી મુક્તાબેન અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માઓને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા તેમના પરિવારજનો શ્રી ભાસ્કરભાઈ, મનિષભાઈ વગેરેને ધીરજ અર્પે તેવી સમસ્ત ગુરુકુલ પરિવાર પ્રાર્થના કરે છે.

**શ્રી ચંપાબેન હરિભાઇ પટેલ :-** ગામ વિસદપુરા નિવાસી ગુરુકુલના સન્નિષ્ઠ સેવક તથા સદ્‌ગુરુ સંતોના કૃપાપાત્ર શ્રી હરિભાઈ પટેલના ધર્મપત્ની શ્રી ચંપાબેન અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા તેમના પરિવારજનો શ્રી હરિભાઈ, બિપિનભાઈ વગેરેને ધીરજ અર્પે તેવી પ્રાર્થના છે.

## આગામી આયોજનો

**તા. ૨/૩/૧૪, રવિવાર : શ્રી જોગી સ્વામી હોલીસ્ટીક હેલ્થ સેન્ટરનું શિલાપૂજન,**
સવારે ૯ : ૦૦ કલાકે, ગુરુકુલ છારોડી,

**તા. ૧૦/૩/૧૪, સોમવાર : શ્રીહરિ જયંતી :** શ્રી નિલકંઠવર્ણી પયોભિષેક તથા રાજોપચાર પૂજન,
સવારે ૬:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ

**તા. ૧૨/૩/૧૪ બુધવાર : આમલકી એકાદશી :** કીર્તનભક્તિ, સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ.

**તા. ૧૭/૩/૧૪ સોમવાર : પુષ્પદોલોત્સવ :** શ્રીનરનારાયણ દેવ જયંતિ પ્રસંગે પુષ્પદોલોત્સવ,
સાંજે ૪ : ૦૦ કલાકે, મેમનગર ગુરુકુલ

**તા. ૨૭/૩/૧૪ ગુરુવાર : પાપમોચની એકાદશી :** કીર્તનભક્તિ સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ.

## ગુરુકુલ ગૌરવ

શ્રી સોમનાથ સંસ્કૃત યુનિવર્સિટી વેરાવળ ખાતે યોજાયેલ છઠ્ઠા પદવીદાન સમારંભ પ્રસંગે પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ ગુજરાત રાજ્ય તથા દેશવિદેશમાં સંસ્કૃતના પ્રચાર અને પ્રસાર તેમજ સંસ્કૃત અને સંસ્કૃતિના સંવર્ધન માટે આપેલ વિશિષ્ટ યોગદાનને ધ્યાનમાં લઈને શ્રી સોમનાથ સંસ્કૃત યુનિવર્સિટી દ્વારા પૂજ્ય સ્વામીજીને વિદ્યાવાચસ્પતિ(ડી.લીટ્)ની માનદ પદવીથી સન્માનિત કરવામાં આવ્યા છે.

ગુજરાત રાજ્યના ગવર્નર શ્રી કમલાજી બેનીવાલ દ્વારા સ્વામીજીને વિદ્યાવાચસ્પતિની માનદ પદવી એનાયતની ઘોષણા કરવામાં આવી હતી. આ પ્રસંગે કુલપતિ શ્રી કુટુંબશાસ્ત્રી તથા કુલ સચિવશ્રી જાદવજીએ જણાવ્યું હતું કે સ્વામિનારાયણ સંપ્રદાયમાં પ્રથમ વખત પૂજ્ય સ્વામીજીને વિદ્યાવાચસ્પતિ(ડી.લીટ્)ની પદવી આપતા ગુજરાત રાજ્ય અને સોમનાથ યુનિવર્સિટી આનંદ અને ગૌરવ અનુભવે છે.

આ પદવીદાન સમારંભમાં રાજ્યપાલશ્રી, રાજ્ય શિક્ષણ મંત્રી શ્રી વસુબેન ત્રિવેદી, સુપ્રીમકોર્ટના પૂર્વ ન્યાયધીશ શ્રી બેલુરનારાયણ સ્વામી તથા અન્ય વિદ્વાનો, વિદ્યાર્થીઓ ઉપસ્થિત રહ્યા હતા.

પવિત્ર તીર્થ નારાયણ સરોવરની યાત્રાએ સંતો, કચ્છ-ભુજ.

શ્રી સ્વામિનારાયણ મંદિર ભુજના દર્શને દર્શનમ્‌ના ઋષિકુમારો.

ગઢપુર મંદિરના દર્શને SGVP હોસ્ટેલના વિદ્યાર્થીઓ

યુવક મહોત્સવમાં ટ્રોફી પ્રાપ્ત કરતા ઋષિકુમારો, સોમનાથ યુનિ.

1. Saints at Holy pilgrimage place of Narayan Sarovar, Kutchh – Bhuj. 2. Rushikumars of Darshanam at Shree Swaminarayan Temple, Bhuj. 3. SGVP Hostellers at Shree Swaminarayan Temple, Gadhapur. 4. Rushikumars receiving winner trophy at Youth Festival, Somnath Uni.

"GURUKUL DARSHAN" RNI NO. GUJGUJ/2009/28937 Date of publication is 25th of every month and Permitted to post at A'bad, PSO on 25th of every month. Registered under Postal Regd. No. GAMC1468/2013-2015, Valid up to 31-12-2015 issued by SSP A'bad-9.License to post without Prepayment No. CPMG/GJ/112/2013 valid up to 30-06-2014.

પ્રાર્થના ભવનમાં બિરાજમાન ભગવાન શ્રી સીતારામજી, શ્રી રાધાકૃષ્ણજી તથા શ્રી ઘનશ્યામમહારાજના પાટોત્સવ પ્રસંગે અભિષેક તથા અન્નકુટ દર્શન, SGVP

1-2 Abhishek & Annakut Darshan on the auspicious occasion of annual Pratishtha Utsav of Shree Sita Ramchandraji, Shree Radhakrishna Dev and Shree Ghanshyam Maharaj, Prayer Hall, SGVP